પ્રેમભક્તિ ✿ ગ્રન્થમાળા

રસો વૈ સઃ

# કુરુક્ષેત્ર

અષ્ટમ કાંડ, માયાવી સન્ધ્યા




## હવે પછી છપાશે

દલપતરામ, ભાગ ૨ જો, ઉત્તરાર્ધ
દલપતરામ, ભાગ ૩ જો
કુરૂક્ષેત્રના કાંડો; નિર્ધાર, ચક્રવ્યૂહ
મહેરામણનાં મોતી
વિચારણા, ભાગ ૧લો
વિચારણા, ભાગ ૨ જો
ધર્મમન્થન, ભાગ ૧ લો
ધર્મમન્થન, ભાગ ૨ જો
ગીતમંજરી, ભાગ ૨ જો
કેટલાંક કાવ્યો, ભાગ ૪ થો
નવાં ઉપનિષદો
શ્રી હર્ષ




१९. કુરુક્ષેત્ર, પ્રથમ કાંડ, યુગપલટો [૩ જી આવૃત્તિ] १९२६
२०, કુરુક્ષેત્ર, દ્વાદશ કાંડ, મહાસુદર્શન [૨ જી આવૃત્તિ] १९२७
२१, ઉદ્બોધન [૨ જી આવૃત્તિ] १९२७
२२, અર્ધશતાબ્દિના અનુભવબોલ [૨ જી આવૃત્તિ] १९२७
२३, સંસારમન્થન [૨ જી આવૃત્તિ] १९२७
२४, વિશ્વગીતા (૨જી આવૃત્તિ) १९२७
२५, ઈન્દુકુમાર, અંક ૨જો (૨જી આવૃત્તિ) १९२७
२६, ન્હાના ન્હાના રાસ ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) १९२८
२७, ગીતમંજરી १९२८
२८, જહાંગીર–નૂરજહાન (૨ જી આવૃત્તિ) १९२८
२९, કુરુક્ષેત્ર, ચતુર્થ કાંડ, યોધપર્વણી १९२८
३०, કુરુક્ષેત્ર, પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ १९२८
३१, કુરુક્ષેત્ર, એકાદશ કાંડ, શરશય્યા १९२९
३२, કુરુક્ષેત્ર, દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિર્ઘોષ १९३०
३३, શાહાનશાહ અકબરશાહ १९३०
३४, પાંખડીઓ १९३०
३५, કુરુક્ષેત્ર, દશમ કાંડ, કાળનો ડંકો १९३०
३६, સંબોધન १९३०
३७, દામ્પત્યસ્તોત્રો १९३१
३८, શિક્ષાપત્રી, સમશ્લોકી १९३१
३९, બાળકાવ્યો १९३१
४०, ઉપનિષત્પંચક १९३१




# પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

**પ્રથમાવૃત્તિની સાલ**

| | | |
|---|---|---|
| ૧, | કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો (૨ જી આવૃતિ) | ૧૯૦૩ |
| ૨, | રાજસૂત્રોની કાવ્યત્રિપુટિ (૩ જી આવૃત્તિ) | ૧૯૦૩-૦૫-૧૧ |
| ૩, | વસન્તોત્સવ (૪ થી આવૃત્તિ) | ૧૯૦૫ |
| ૪, | કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૮ |
| ૫, | ઈન્દુકુમાર, અંક ૧ લો (૩ જી આવૃત્તિ) | ૧૯૦૯ |
| ૬, | ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો [૭ મી આવૃત્તિ] | ૧૯૧૦ |
| ૭, | ભગવદ્ગીતા, સમશ્લોકી [૩ જી આવૃત્તિ]. | ૧૯૧૦ |
| ૮, | જયા—જયન્ત [૫ મી આવૃત્તિ] | ૧૯૧૪ |
| ૯, | મેઘદૂત, સમશ્લોકી (૩ જી આવૃત્તિ) | ૧૯૧૭ |
| ૧૦, | ઉષા (૫ મી આવૃત્તિ) | ૧૯૧૮ |
| ૧૧, | ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨, | રાજર્ષિ ભરત (૨ જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૩, | પ્રેમકુંજ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૪, | પ્રેમભક્તિ—ભજનાવલિ [૨ જી આવૃત્તિ] | ૧૯૨૪ |
| ૧૫, | સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬, | વેબ્સ્ટરની ષોડશ ગ્રન્થો, સમશ્લોકી [૨ જી આવૃત્તિ] | ૧૯૨૫ |
| ૧૭, | અમર પન્થનો યાત્રાળુ [૨ જી આવૃત્તિ] | ૧૯૨૫ |
| ૧૮, | શકુન્તલાનું સંભારણું [૨ જી આવૃત્તિ] | ૧૯૨૬ |







પ્રેમભક્તિ—ગ્રન્થમાળા

रसो वै सः

# કુરુક્ષેત્ર

## અષ્ટમ કાંડ, માયાવી સન્ધ્યા

ન્હાનાલાલ દલપતરામ કવિ

વિ. સં. ૧૯૯૬ ઇ. સ. ૧૯૩૯

કીંમત બાર આના




[illegible]



પ્રકાશક: ન્હાનાલાલ દલપતરામ કવિ,
એલિસ પૂલ, અમદાવાદ.

આવૃત્તિ ૧ લી   ૧૯૩૯ સન્દેશ દીપોત્સવીઅંકમાં
આવૃત્તિ ૨ જી   ૧૯૩૯   પ્રત ૧૨૫૦

| | |
|---|---|
| પ્રથમ કાંડ, યુગપલટો | (૧૯૨૬) |
| દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિર્ઘોષ | (૧૯૩૦) |
| તૃતીય કાંડ, નિર્ધાર | (૧૯૩૯) |
| ચતુર્થ કાંડ, યોદ્ધપર્વણી | (૧૯૨૭) |
| પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ | (૧૯૨૮) |
| સપ્તમ કાંડ, ચક્રવ્યૂહ | (૧૮૩૯) |
| અષ્ટમ કાંડ, માયાવી સન્ધ્યા | (૧૯૩૯) |
| દશમ કાંડ, રૌદ્રી | (૧૯૩૦) |
| એકાદશ કાંડ, શરશય્યા | (૧૯૨૯) |
| દ્વાદશ કાંડ, મહાસુદર્શન | (૧૯૨૭) |

એમ કુરુક્ષેત્ર મહાકાવ્યના દસ કાંડ લખાયા છે. ત્હેમાંથી સાત છપાઈ ગયા છે, અને આ આઠમો છપાય છે.

૧૯૨૭ ની સાલ પછી પ્રેમભક્તિ-ગ્રન્થમાળાના પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક નકલ ઉપર કર્તાની ટૂંકી સહી હોય છે.

---

મુદ્રક અને મુદ્રણસ્થાન
નંદલાલ ચુનીલાલ બોડીવાલા,
સરસ્વતી પ્રીન્ટીંગ વર્ક્સ,
સારંગપુર, અમદાવાદ.

# વિષયસ્ફોટન

શુભ ચરોએ અર્જુનપ્રતિજ્ઞાની જાણ કર્યે સિન્ધુરાજે રણત્યાગનો વિચાર કીધો, પણ દ્રોણાચાર્ય ને કૌરવનાથના આશ્વાસને પડતો મૂક્યો.

શ્રી કૃષ્ણે અર્જુનને કહ્યું કે ત્હારી પ્રતિજ્ઞા કપરી છે. જયદ્રથને છ મહારથીઓની વચ્ચે રાખ્યો છે. વળી ત્હેના પિતા વૃદ્ધક્ષત્રનું ત્હેને વરદાન છે.

અર્જુને ઉત્તર વાળ્યો કે 'સમુદ્રમાં જેમ જળ સ્થિર છે, તેમ આ મ્હારી પ્રતિજ્ઞાને પણ તમે સત્ય જ જાણજો.'

તે રાત્રે અર્જુનને સ્વપ્નુ આવ્યું ને સ્વપ્નામાં શ્રી કૃષ્ણને દીઠા. શ્રી કૃષ્ણે કહ્યું: 'કૌરવો જયદ્રથને સર્વ સેનાની પાછળ રાખશે.' 'પાશુપત નામનું એક સનાતન પરમ અસ્ત્ર છે.' 'તે અસ્ત્રનું તને જ્ઞાન ન હોય તો મહાદેવને શરણે જા.' અર્જુન જાણે આકાશમાં ઉડયો, ને શ્રી મહેશ્વરનાં ત્હેણે દર્શન કીધાં. દિવ્ય અસ્ત્રની ઈચ્છા દાખવ્યે મહાદેવે સમીપનું અમૃતમય સરોવર દાખવ્યું. પાશુપતાસ્ત્રને શ્રી શંકર પાસેથી પ્રાપ્ત કરીને પાર્થ પાછો પાંડવછાવણીમાં આવ્યો.

બ્રાહ્મણોને દક્ષિણા આપી, ગાયોનું દાન કરી, બધાની પ્રદક્ષિણા ફરી, ધર્મરાજાએ રણતૈયારી કીધી. અર્જુન ધર્મરાજનાં દર્શને આવ્યો. ત્હેને ભેટી, મસ્તક સૂંઘી, ધર્મરાયે આશિષો આપી. રથની પ્રદક્ષિણા કરી પાર્થ રણે ચ્હડયો.

'દ્રોણાચાર્યે જયદ્રથને કહ્યું કે પાંચ યોદ્ધાઓની સાથે દૂર પાછળ ઉભા રહેજો.' આચાર્યે શકટવ્યૂહ રચ્યો હતો, ને શકટવ્યૂહના મુખમાં પોતે ઉભા હતા.

કૌરવોની હાથીસેનામાં પાર્થે ભંગાણ પાડ્યું. 'છિન્ન ભિન્ન થઈ પડેલા હાથીઓથી પ્રલયકાળે આસપાસ પડેલા પર્વતોથી છવાયેલી પૃથ્વી સરખું' કુરૂક્ષેત્ર દેખાતું.

'દ્રોણાચાર્યનું માન જાળવી તથા ક્ષાત્રધર્મને અનુસરી' પાર્થ રણમાં ઘૂમતો હતો. 'દ્રોણાચાર્યની પ્રદક્ષિણા કરી અર્જુન આગળ ચાલ્યો.' 'શ્રીકૃષ્ણે વિચાર કર્યો કે સમય ગાળી નાંખવો તે ઠીક નથી.'

શ્રુતાયુધે નાંખેલી ગદાએ પાછા વળી ત્હેનો પોતાનો જ નાશ કીધો. પછી સુદક્ષિણ પડયો.

દ્રોણાચાર્યે આશીર્વાદ ભણી કૌરવરાજને કવચબન્ધન કીધું. એમ કૌરવરાજ અર્જુન સ્હામે ચાલ્યા. ત્યારે મધ્યાહ્ન તપતો હતો.

'પાંચ ઇન્દ્રિયોના વિષયો જેમ દેહ સાથે યુદ્ધ કરે, તેમ દ્રૌપદીના પાંચે પુત્રો' યુદ્ધ કરતા હતા.

ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્ય સ્હામે ધસી ગયો. આચાર્ય બાણોના ઢગલે ઢગલા ફેંકવા લાગ્યા.

તે તિથિએ સાત્યકિનો સપાટો જોર હતો. મધ્યાહ્ન ત્યારે નમતો હતો.

'જગતને વિસ્મય પમાડતા શ્રી કૃષ્ણ આગળ વધ્યે જતા હતા.' 'એ સમયે અર્જુનનો રથ સિન્ધુરાજાથી એક કોશ જેટલો દૂર હતો.'

ધર્મરાજાની આજ્ઞાથી સાત્યકિ કૌરવદળને વીંધતો વીંધતો અર્જુનને પગલે જતો હતો.

'સાક્ષાત્ મૃત્યુની પેઠે અર્જુન સંગ્રામમાં ઘૂમતો હતો.' ત્હેને શ્રી કૃષ્ણે કહ્યું કે 'સૂર્યનું આચ્છાદન કરવા માટે યોગનું વિધાન હું કરીશ, એટલે સિન્ધુરાજા સૂર્યને અસ્ત પામેલો જોશે.' 'શ્રી કૃષ્ણે સૂર્યને ઢાંકી દેવાને અન્ધકાર પ્રગટ કર્યો.' અન્ધકારને જોઈ સિન્ધુરાજા છતા થયા. ત્ય્હાં અન્ધકાર ઉડી ગયો, સૂર્ય પ્રગટ્યો, ને 'દિવ્ય મન્ત્રોથી મન્ત્રેલું, નિરન્તર ગન્ધ અને માલ્યથી પૂજાયેલું, બાણ પાર્થે છોડ્યું.' જયદ્રથ પડ્યો.

કૌરવો કોપે ભરાયા, ને ઘોર રાત્રિસંગ્રામ મંડાયો. અશ્વત્થામા ને ઘટોત્કચે પરાક્રમો કીધાં. રણક્ષેત્રમાં મશાલો પ્રગટી. માયાવી યુદ્ધ ખેલી ઘટોત્કચ પડ્યો. મધ્યરાત્રિએ ચન્દ્રમા ઉગ્યો. સેનાઓનો કચ્ચરઘાણ વળ્યો. એમ સ્હવાર પડ્યું.

યુદ્ધને પંદરમે દિવસે મધ્યાહ્નને ભીમસેને માલવરાજ ઇન્દ્ર-વર્માના અશ્વત્થામા નામના હાથીને પાડ્યો, ને પાંડવસેનાએ જયજયકાર કર્યો કે અશ્વત્થામા પડ્યો. દ્રોણાચાર્યે એ પોકાર સાંભળ્યો, પણ માન્યો નહિ. ધર્મરાજાને પૂછ્યું. 'અશ્વત્થામા હણાયો છે એવું વાક્ય યુધિષ્ઠિર દ્રોણાચાર્ય સાંભળે તેમ

મોટા સ્વરથી બોલ્યા; અને અશ્વત્થામા નામનો હાથી હણાયો છે એવું વાક્ય બહુ ધીમેથી બોલ્યા'. 'ધર્મરાજાનો રથ પૃથ્વીથી ચાર આંગળ ઉંચો ચાલતો તે રથ પૃથ્વીનો સ્પર્શ કરી રહ્યો.'

આચાર્યનું ચિત્ત ઉદાસ થયું, તેજ ઓસરી ગયું, શસ્ત્રત્યાગ કીધો, યોગમાર્ગનો આશ્રય લીધો. ધૃષ્ટદ્યુમ્ને સ્હામે આવી બાણોની જાળોથી આચાર્યને ઢાંકી દીધા, ને પછી ચોટલી પકડીને ખડ્ગથી શિરચ્છેદ કીધો. પાછળ પાર્થ બૂમો પાડતો દોડતો હતો કે આચાર્યને પકડજો, મારશો નહિ; પણ વૃથા.

પિતૃવધની વાર્તા અશ્વત્થામાએ સાંભળી. પિતરપ્રેમાને ક્રોધાગ્નિ પ્રગટયો, ને ત્રાડી ઉઠયો કે 'મ્હારા જેવો પુત્ર હજી જીવતો બેઠો છે.' ગુરૂપુત્રે નારાયણાસ્ત્ર છોડયું. 'સંહારેલા શરીરોનો એક મોટો પર્વત ત્યાં ખડો થયો.' 'તે અસ્ત્ર વૃદ્ધિ પામતું ગયું.' શ્રી કૃષ્ણે પાંડવસેનાને રણઉપરામ કીધી, નિઃશસ્ત્રી કીધી. ભીમસેનને રથેથી ઉતારી શસ્ત્રત્યાગ કરાવ્યો. 'સર્વ આયુધો છોડાવી દીધાં ત્યારે નારાયણાસ્ત્ર શાન્ત થયું.' હતાશ અશ્વત્થામાએ આગ્નેયાસ્ત્ર છોડયું. સ્હામું બ્રહ્માસ્ત્ર પ્રગટ કરી અર્જુને આગ્નેયાસ્ત્રને ઠાર્યું. 'પ્રપંચ' 'પ્રપંચ' 'પ્રપંચ'; 'આ સર્વ મિથ્યા છે' પોકરી, રથેથી ઉતરી પડી, અશ્વત્થામાએ રણત્યાગ કીધો.




કુરુક્ષેત્ર નામના મહાકાવ્યનો આ અષ્ટમ કાંડ શ્રી સન્દેશના આ સાલના દીપોત્સવી અંકમાં છપાયો હતો તે ગુજરાતને ચરણે ધરું છું. આનું વસ્તુ લોકવિખ્યાત છે, ને હજારો વર્ષથી ભારતવર્ષની જનતા એને વાંચતી–વિચારતી આવી છે. ભૂત વર્તમાન ને ભવિષ્ય–ત્રણે કાળનો આ કુરુક્ષેત્રની મહાવાર્તા તો ભારતીય મહાપ્રજાનો સનાતન વારસો છે.

આ કાંડ ઉત્તરમે ૧૯૩૯ માં લખાયો ને નવેમ્બર ૧૯૩૯માં છપાયો છે.

ઇ. સ. ૧૯૩૯ ન્હાનાલાલ દલપતરામ કવિ







માયાવી સન્ધ્યાની એ હતી પૂર્વરાત્રિ. ૧

દિવસો રણસોહામણા હતા,
રાત્રિઓ મન્ત્રસોહામણી હતી કુરુક્ષેત્રની.
કુરુક્ષેત્રના મહાસ્મશાનમાં
રાત્રિ પડયે સધાતા'તા રણમન્ત્રો;
મધ્યાહ્ને મધ્યાહ્ને ખેલતા'તા ક્ષત્રિયપ્રવરો:
ક્ષત્રિયસોહામણા વીરવિક્રમોને.
ધર્મક્ષેત્ર કુરુક્ષેત્ર રાત્રિદેશે થતું
ભવભયંકર ભૂતાવળનું ધામ. ૯

અન્ધારપ્રહરોમાં રૂદ્રરૂપ ધરતું કુરુક્ષેત્રઃ ૧૦
જાણે અંધકારનો દરિયો.
રુદન કરતાં'તાં ત્યહાં શિયાળવાં.
રુધિરની વહતી'તી ત્યહાં નદીઓ
ને રણચીતરામણ ચીતરતી ધરતીહૈયે.
શિયાળડીઓ કરડતી યોધઅંગોને,
ભૂંડણીઓ ચાટતી યોધમુગટોને,




નાગણીઓ ઝૂલતી યોધઅંગુલિએથી;
હૈયાપાટે મણિધર માંડતા ફણાઓ.
રૂંઢમાળાઓ પરોવતા શંકરના ગણ;
ડાકણીઓ ભરતી'તી રક્તખપ્પરો ૨૦
ને પીતી'તી રક્તઅંજલિઓ.
કોકને અપ્સરાઓ વરતી,
કોકને દેવો ધરાવતા દેવમાળા.
સુખસિન્ધુ સ્વર્ગ ને ભયભીષણ નરક
બન્ને વાવતાં'તાં વનવાડીઓ
ત્હાં–કુરુક્ષેત્રની માઝમરાતમાં.
અઘોર–અઘોર હતી ને આયુષ્યખંડિણી
દિનની ક્રૂરતાથી એ રાત્રિની ક્રૂરતા.
તારલાઓ ઉતરતા કુરુક્ષેત્રનાં દર્શને. ૨૫

બાણાવળીને શિબિરે ૩૦
મહાદેવી સુભદ્રા કરતાં'તાં
પરાક્રમપુરુષની મસ્તકચંપીઃ
જાણે સંગ્રામસૂર્યને પંપાળતાં હોયને.
અમૃતપીધેલા પુત્રને સંભારે–સંભારે

ને સ્વામીને સેવે સતી.
આવતી કાલની જયરમણાને કાજ
વીરપત્ની સજતી'તી વીરસ્વામીને.
ચન્દ્રકાન્ત મણિમાંથી હૈયાબિન્દુ ટપકે
એવાં ટપકતાં'તાં મહાદેવીનાં નેત્રઅશ્રુઓ.
ઉપનિષદો પરમોપદેશ કહે છે મૌનનેઃ 40
મૌનવાણે પાર્થ સદ્‌બોધતો'તો સુભદ્રાને. 41

ન્હોતું ત્હેને મહાદેવી નિહાળતાં,
હતું ત્હેને મહાદેવી સેવતાં. 43

એવે ઉગ્યો મધરાતનો ચન્દ્રમા;
જાણે અન્ધકાર ધોવાને આવ્યો અમૃતસ્વામી.
ને ચન્દ્રમાંથી પ્રગટયા કૃષ્ણચન્દ્રઃ
જાણે પૃથ્વીપરવરતા પીયૂષનાથ.
દિનનાં પૂર્વવૃતો બેઠાં'તાં પાંપણપોપચે,
ને અવરોધતા'તા કૃષ્ણનિદ્રાને.
મહાદેવી ઉઠયાં ગામ્ભીર્યનમતાં, 50
ને લીધાં વીરનાં વારણાં.
પાર્થે પૂછ્યુંઃ 'મધરાતે ?' 52




'હા, મધરાતે;
અમૃતઅંજલિએ ચન્દ્ર ઉગ્યો ત્ય્હારે.
યોધરાજોને દિન શો ને રાત્રિ શી?
હિરણમાં ન્હાયો, થાક ઉતાર્યો;
ને આવ્યો ચન્દ્રકિરણને પગલે પગલે.
પાર્થ! પ્રતિજ્ઞા ભાર છે ત્હારી.' ૫૮

'ત્હમારે પૂરવી છે ને?
પરબ્રહ્મને માથે છે ભાર.' ૬૦

'જો, સાંભળ, ને સંભારજે.
એક તો યાચી લે પાછું
પાશુપતાસ્ત્રનું ત્હારૂં પરમાસ્ત્ર.
તપમન્ત્રોથી રીઝવ સંહારસ્વામીને;
સંહારસ્વામી જીતાડશે ત્હને કાલે.
ભોળાનાથ છે સુરસેનાપતિના તાત.
બીજુંઃ ભીતરમાં જોજે પડદા ભેદીને.
ભરમાતો મા માયાથી.
શર સમાં સજ્જે કીકીનાં કિરણો,
ને નિરખજે જગપડદા પાછળનું. ૭૦







સિન્ધુરાજ હશે સેનાઓની પાર.
—અને સાંભરે તો છે ને
પિતા વૃદ્ધક્ષત્રનું સિન્ધુરાજને વરદાન?' ૭૩

'દેવો દે છે દૈવીઓને વરદાન,
ને આસુરીઓ આપે છે આસુરીઓને.' ૭૫

'ખરૂં; દૈવીઓ છે દેવોને વ્હાલા.
અને આસુરીઓને આપે આશાબોલ
તો નાંખે નિવારણનો પાસલો;
નહિ તો નરલોકને ભારે પડે એ દેવકોલ.
સાંભળ પડદા પાછળની વાત. ૮૦
મહાપ્રતાપી જયદ્રથપિતાને
ન્હોતું પુત્રરત્નનું પ્રારબ્ધપુણ્ય;
રાજ્યને ન્હોતો રાજયુવરાજ.
ઇન્દ્રાસન ડોલાવતી આદરી તપશ્ચર્યા
ને રીઝવ્યા કમલાસનસ્થ બ્રહ્મદેવને.
રાજમહેલે બન્ધાયું રતનપારણિયું;
જયદ્રથ નામથી જયસ્વામી કીધો કુમારને;
ને વરદાન દીધું ભયના અભયનું







કે વધેરશે ને પાડશે ત્હારૂં મસ્તક,<br>
ત્હેનું મસ્તક પડશે શત કટકે પૃથ્વીપાટલે. ૯૦<br>
એ વૃદ્ધક્ષત્ર છે તપશ્ચર્યામાં<br>
સમન્તપંચકની પાળે અત્યારે.<br>
પાર્થ ! બાણ યોજજે યોજનઉડતું.<br>
કુરુરણમાં મા પાડતો જયદ્રથમસ્તકને.<br>
પુત્રમસ્તકને મૂકજે પિતાઉછંગમાં,<br>
સમન્તપંચકની પાળે, સરસ્વતીને આરે.<br>
એક બાણે સંહારવાના છે ત્હારે<br>
વરદાનબાંધ્યા પિતાપુત્રને.<br>
તો થશે ત્હારો પ્રતિજ્ઞાવિજય.<br>
પાર્થ ! પૂરાં પુણ્ય લાધજે બાણપાંખે.' ૧૦૦

આછી અન્ધારી એ મધરાત<br>
ને પરાક્રમપમરતી એ કુરુક્ષેત્રભૂમિ<br>
સાંભળતાં'તાં કાન માંડીને<br>
કૃષ્ણપાર્થની એ રણમન્ત્રણાઓ.<br>
સમસ્ત કુરુમંડળ જાણતું'તું કે<br>
પાર્થ છે કૃષ્ણનું અડધું અંગ.




દિશાઓ ધ્રૂજતી,ને આભ થરથરતાં,
ને ધરતીને થતા'તા ધરતીકમ્પ,
જ્યહારે જ્યહારે પાર્થને પ્રબોધતા કૃષ્ણદેવ.
એ હતી માયાતીત મન્ત્રણાઓ. ૧૧૦

કૃષ્ણચન્દ્ર સિધાવ્યા હિરણશિબિરે;
જાણે ચન્દ્રમા સિધાવ્યો પાર્થશિબિરમાંથી.
પાર્થ પડયો નિદ્રાતન્દ્રામાં;
ને એ નિદ્રાતન્દ્રા હતી સ્વપ્નદૂહોળામણી. ૧૧૪

એ સારી રાત માતાએ નિરખ્યો
વીરપુત્રને ઉછંગરંગમાં રમતો.
હૈયાસેરો ફૂટી સુભદ્રાને. ૧૧૭

સ્વપ્નપાંખે ઉડયો પાર્થ.
એણે ઓળંગ્યા જમનાજીના વેણઘાટ,
એણે ઓળંગ્યાં ગંગાજીનાં મહાપૂર. ૧૨૦
પછી પેઠો હિમાદ્રિનાં ગુફાગહ્વરોમાં:
જાણે પેઠો પૃથ્વીમાંડી આભગલીઓમાં.




પગથિયાં ચ્હડયો પર્વતમાળાઓનાં,
એક શિખરધારેથી બીજી શિખરધારે;
જાણે આભને અડવા ધાયો.
નીચે મહાવનમાં પડયા પડછાયાઓ.
બાણ ઉડે એમ પાર્થ ઉડતો.
ત્ય્હાં આવ્યા અખંડ હિમખંડો,
જાણે ચન્દનીકોર્યાં પર્વતશિખરો.
પાછળ ઉભો'તો મણિમય કૈલાસ. ૧૩૦
સહસ્ત્ર નયને ઝબકતો'તો દેવગિરિ,
કોટિ કોટિ કિરણાવલિઓ ફેંકતો'તો
દિશાદિશાનાં ક્ષિતિજમંડળમાં.
મન્દાકિનીએ માંડી હતી સેંથી
એ અવધૂતના જટાજૂથમાં.
ધેરાં ધેરાં ઉડતાં'તાં ઝાડીઓનાં ઝુલ્ફાં.
જોગન્દર સમો હતો જોગન્દરવાસ.
અલબેલી અલકામાં ઢૂંઢી
વૈભ્રાજ બાગની પુષ્પલતાઓ.
ત્ય્હાં ન્હોતા સ્વયંભૂ દેવ. ૧૪૦
પૂછ્યું નવનિધિના ભંડારીને.
રત્નમહેલવાસી ધનપતિએ કહ્યું:







'જાવ મન્દરાચળનાં ઓષધિવનોમાં;
ભુવનભુવનનાં ઘડાય છે ત્‍હાં આયુષ્ય.'
ભારતભૂષણ સિધાવ્યો મન્દરાચળે.
દેવોના વાતા'તા ત્‍હાં પરિમળો,
સૃજન ઉઘાડતાં'તાં ત્‍હાં અન્તરૂપડદાઓ.
યોગસમાધિમાં હતા યુગયુગાન્તરના અવધૂત.
ઉપર ઝૂલતાં'તાં આયુષ્યઝરતાં ઝાડીઝુંડો,
પદમાં વહતી'તી અમૃતગંગા. ૧૫૦
શૈલજા વગાડતાં'તાં રૂદ્રવીણા
મન્દ મન્દ હૈયામધુરી સૂરાવલિએ.
એ હતું મહામાયાનું હૈયાગીત.
જગત જીવે છે એ સાંભળી સાંભળીને. ૧૫૪

ચાપ થઈ પગમાં પડયો પાર્થ.
પિનાકના ચાપદંડને ઉપાડે એમ
શૈલજાએ ઉપાડયો મહાવીરને.
કૈલાસપતિએ ઉઘાડી આંખડી,
જાણે સંહારલોચન ઉઘડયું કાળભૈરવનું.
મંહીથી ભભૂકતી'તી પ્રલયજવાળાઓ, ૧૬૦




મહીથી નિર્ઝરતાં'તાં સૃજનનાં અમૃતો.
આનન્દલહરે બોલ્યા સંહારસ્વામીઃ                    ૧૬૨

'ભલે પધાર્યો, પાર્થ !
પ્રારબ્ધ છે ત્હારાં પુણ્યાળુ.
શિબિરગુફામાંથી ઉડયો ત્ય્હારથી નિરખું છું
આકાશમાર્ગમાં ત્હને આવન્તો.
જાણું છું ત્હારૂં આગમનકારણ.
કાલ કલ્યાણકારી ઉગશે ત્હારી.
જો પેલું સુરસરોવર,
અમૃતગંગાની પેલી પારે.                    ૧૭૦
ત્ય્હાં—એ સુરસરોવરમાં છે પાશુપતાસ્ત્ર;
કમળઝુંડની ઝાડીઓમાં,
નાગમંડળની વિષવેલીઓમાં.
પિનાકથી યે છે ચમકંખાળું.
જા એ જળભૂલભૂલામણીઓમાં;
ભૂલો પડતો મા,ને લે.
'મૃત્યુમાં યે અમૃત પાઉં છું'
એ કરજે ત્હારો શરમન્ત્ર.

ઉચ્ચરજે, નાગમંડળ ફણાઓ સમેટશે;
ઉચ્ચરજે, મૃત્યુ જશે પ્રતિરથીને 180
ને ત્હારે રહેશે અમૃતકૂપ.
જય છે જંગઉત્સવીનો.
પ્હેલું બાણ પાર્થનું.
—ને શીખતો જા, રણયોગીન્દ્ર !
યોગમાયાની સમાધિના ભેદ.' 185

પાર્થ બેઠો શૈલજાનાં ચરણોમાં.
રુદ્રવીણા વગાડતી'તી બ્રહ્માંડમંડળનું મહાગીત.
વનઝુંડો વરસતાં'તાં આયુષ્યનાં પુષ્પો.
સૃજનસંચરતી પાર્થને આપી પાંખ.
ને ઘૂમાવ્યો ચૌદ લોકમાં સિદ્ધિનાથે. 190
આભના આરા દીઠા પાર્થે,
વિધાત્રીની વાડીઓ દીઠી,
પરબ્રહ્મના પ્રાસાદો દીઠા.
પાર્થ જોઈ વળ્યો ચેતનદેશ,
ને નિરખ્યો સૌભદ્રેયને ત્યહાં વિહરતો.
આનન્દતા કુમારને જોઇ પાર્થ આનન્દ્યો.




યોગસમાધિમાંથી જાગ્યો ત્ય્હારે
ન્હોતા ત્ય્હાં સ્વયંભૂ કે ન્હોતાં ત્ય્હાં શૈલજા.
હતો કુરુક્ષેત્રનો પાથર્યો રણપગથાર;
હતી સેનામંડળમાંની શિબિરગુફા; ૨૦૦
હતાં મહાદેવી સુભદ્રાજી;
ને મુગટસ્થાને હતું મહાવાણ પાશુપતાસ્ત્ર.
મહોત્સાહ વહતો'તો અર્જુનઅંગોમાં.
સ્વયંભૂદેવના એ દિવ્યાસ્ત્રમાં
મહાદેવીએ નિરખ્યો જયને. ૨૦૫
એમ દિવસમૂલી રાત્રિ આથમી,
એમ રાત્રિમૂલો દિવસ ઉગ્યો.
કુરુક્ષેત્રમાં દિવસો હતા પ્રાક્રમમોંઘેરા,
રાત્રિઓ હતી મન્ત્રણામોંઘેરી.
પુણ્યપાપ સમા તેજઅન્ધારની— ૨૧૦
અહોરાત્રની બે પાયપાંખોએ
બ્રહ્માંડ ધપે છે પરબ્રહ્મ ભણી. ૨૧૨

એ હતું તેજસ્સરહવાર.
તેજતેજની મહાલહરીઓ
ઉભરાતી'તી દિશાદિશા પાછળથી.







મહેરામણુમાં ભરતી ચ્હડે છે એમ
તેજભરતી ચ્હડતી'તી કુરુરણમહેરામણુમાં.
પંખીરાજો પાંખો સમારે છે એમ
યોધરાજો સજતા'તા આયુધઆયુધને. ૨૧૯

અને એ ઘોર તિથિ આવી ૨૨૦
મૃત્યુમુખી પાર્થપ્રતિજ્ઞાની.
કૌરવોએ કીધો તો શકટવ્યૂહ,
ને શકટની પાછળ હતા
સિન્ધુદેશના મહામદ્દર સિન્ધુરાજ.
પાંડવોએ રચ્યો'તો ફરસીવ્યૂહ,
ને ફરસીના અણીઅગ્રે ઉભો'તો પાર્થ.
રણનાં વાગ્યાં રણશીંગડાં,
ને મંડાણો યોધરાજોનો મહાસંહાર. ૨૨૮

શકટધુરાના ધુરન્ધરો હતા
આચાર્યદેવ ને મહારથી કર્ણ. ૨૩૦
ગાંડીવધન્વાએ ભાગી રણધુરા
ને હસ્તિપગલે પેઠો કૌરવદળમાં.
કર્ણે જોયું જાય છે, ત્ય્હાં પાર્થ ગયો;




ને મહારથીએ ન કીધો પીઠનો ઘાવ.
એક ચોક ઓળંગ્યો અશ્વછલંગે.
ને પાર્થ ઉભો બીજા સેનાચોકમાં;
જાણે નક્ષત્રો વચ્ચે નક્ષત્રસ્વામી.
દુર્બુદ્ધિ દુઃશાસન આવ્યો રણરમણાએ.
પાર્થે છાંટયાં તુચ્છકારવેણ કે
'જાવ, વાટ જૂવે છે ભીમની ગદા.' ૨૪૦
ત્રીજે ચોકે ભેટયા કૌરવેશ્વર;
કુરૂરણના આવ્યા જાણે રણસ્વામી.
જમણેડાબે હાથે સવ્યસાચીએ છોડી
ચતુરાનન બાણપાંખડીઓ,
ને છેદ્યાં કૌરવરાજનાં રથચક્રોને.
રાજરથ પડયો રણએકલવાયીમાં.
સજીવ અશ્વરાજોનો રથ થયો નિર્જીવ.
એકલવાયીઢળ્યા એ રાજરથને મૂકી
પાર્થ વાધ્યો સેના વીંધતો.
પાર્થને જવું'તું કૌરવસેનાની આરપાર. ૨૫૦
તે તિથિએ પાર્થપ્રેરણા હતી
પુત્રહત્યાની વિષમ ઝાળ.
ભારતવીર ઢૂંઢતો'તો સિન્ધુરાજને,

ને શોધતો'તો સેનાશકટનાં ભંડારિયાં.
વન વીંધતો વનરાજ વિચરે
એમ વિચરતો'તો રણકેસરી;
એકાકી, પરાક્રમમસ્ત, ને જયછોગાળો. ૨૫૭

પાછળ ધાયો મહાભાગ સાત્યકિ
પ્રપંચ ને પાંખો સંરક્ષવાને.
જાણતો'તો કૌરવોની કપટજાળો. ૨૬૦
પ્રારબ્ધના લાડીલા જાદવજોધે
દિશામંડળમાં છોડયાં, જયમંડળ સમાં,
હાથેળીહાથેળી જેવડાં સુદર્શનો,
ને ઉજ્જડ કીધો ગોરમ્ભતો યોધઘેરાવઃ
જાણે ઉચ્છેદ્યો વનનો ઘટાઘેર.
ગોમતીનાં જળટીપાં ગણતો હોય એમ
યોધરાજોને સંહાર્યા ત્હારે સાત્યકિએ.
ભીડેલાં સેનાઆભ ઉઘાડતા ઉઘાડતા
મેઘપગલે વાધતા'તા પાર્થસાત્યકિ,
ને વરસાવતા'તા શરની મેઘધારાઓ. ૨૭૦
એમ સ્હાંજ પડી મત્યુવર્ણી
કૌરવસેનાની પડદાપરંપરા વીંધતાં વીંધતાં.




બાણાવળી આવી ઉભો છેલ્લે ચોકે.
જાદવજોધ હતા જમણી બ્હાંયે:
જાણે જાદવકુળની જયસમશેર.
દેવો જોતા'તા જંગીઓના જંગ. ૨૭૬

તડકા નમ્યા હતા.
પડછાયા ઘૂમતા'તા હિડમ્બકાય.
પાર્થ જોતો'તો રણજગતના છેડા
ને ઢૂંઢતો'તો એ કુમારહત્યારાને. ૨૮૦
પાર્થને વધેરવા'તા રણયજ્ઞમાં
કૌભાંડસમ્રાટના મોવડીને. ૨૮૨

કૃષ્ણચન્દ્ર હસ્યા:
'પાર્થ ! પ્રતિજ્ઞા પાંગળી છે હજી.' ૨૮૪

રણરઢિયાળો પડ્યો પાર્થબોલ:
**'पंगुं लंघयते गिरिम्.**
સૂર્યદેવ તપે છે સોહામણા.
નહિ તો પછી છે અગ્નિપ્રવેશ'. ૨૮૮

આભમાં ને આભની પાછળ
પડયા પાર્થબોલના પડઘાઓ, ૨૯૦







ને સાંભળ્યા વિશ્વવિધાત્રીએ. ૨૯૧

ત્હાં તો વાયા પૂર્વના વાયુ;
ને હિમાલયેથી ઉતરી આવ્યા મેઘરાજો
નિહાળવાને મહાભારતનો મહાસંગ્રામ.
એ હતી મહામાયાની વિશ્વરમણા.
વાદળે વાદળે બેઠાં'તાં દેવ કે દેવાંગના.
દેવપગલાં બોલતાં અવસર આવ્યો છે.
અન્ધારવાદળીઓએ ઘેર્યા આથમતા સૂર્યરાજને,
તેજપ્રતાપ ઝંખવાયા જગત્જાહ્નવીના,
ને સન્ધ્યાની ઉભરાઈ સન્ધિકા; ૩૦૦
નિર્મળી નિર્મળી, ને જળરંગીલી.
એવી ઉગી એ માયાવી સન્ધ્યા. ૩૦૨

મહાસેનાઓને ભાસ્યું સૂર્ય આથમ્યો;
ને આથમશે હવે રણસંગ્રામ.
યોધરાજો થંભતા'તા ચાપદંડના વીરથંભે,
ને ટોપકવચના ઢીલા કરતા'તા લોહબન્ધ.
સિન્ધુરાજે જોયું સન્ધ્યા પડી. ૩૦૭

રણક્ષિતિજને કોટકાંગરે ઉભો'તો




ગાઢ વાદળીઓનો ગઢગોરમ્ભો.
ભયના ઉતર્યાં ભીષણભાવ, ૩૧૦
ને નવઉત્સાહની પ્રગટી સારણો સિન્ધુસ્વામીને.
છૂપલા હતા તે થયા છતા;
રણઝાલરોમાં હતા તે સોહાયા રણસોહાગમાં;
અને આવીને ઉભા સેનાપાળેઃ
જાણે સરોવરપાળનો કદમ્બછોડ. ૩૧૫

મન્દમન્દ વહતી'તી સ્હાંજની સરિતા. ૩૧૬

ત્યહાં તો સંકોર્યાં પોપચાં
વાદળીની એક વેલછાયાએ;
ને પોપચાંમાંથી ઝબૂકી ઉઠયા
સૂર્યકીકીનાં સુવર્ણ કિરણો. ૩૨૦
કુરુક્ષેત્રમાં ઢોળાઇ રહી સૂર્યજ્યોત. ૩૨૧

'પાર્થ ! સંભાળ ત્હારૂં પાશુપતાસ્ત્ર.
જો પેલી તેજછાલકોમાં
સિન્ધુરાજના જળરંગી અશ્વરાજો.'
એમ ગાજી ઉઠયા મહારથીના દેવસારથી. ૩૨૫




પાર્થે ઉઠાવ્યું કૈલાસેશ્વરનું ચાપ,
પાપમોચન પિનાકનું ભાંકુભાજન;
ને ભણ્યો મહામન્ત્ર 'અમૃત પાવાને.'
સ્વયંભૂનું વછૂટયું રૂદ્રશરઃ
જાણે ઉડયું કો અમોઘ તેજખડ્ગ. ૩૩૦
ન્હોતો એ ભવનો ભૂલાવો;
એ હતું સંહારસ્વામીનું દિવ્યાસ્ત્ર.
સિન્ધુરાજ ઉભા'તા તેજકવચમાં.
અસિધારાશરે છેદ્યું જયદ્રથમસ્તકને,
ને ઉડયું યમદેવની પાંખે
સમન્તપંચકની તીર્થપાળે.
સરસ્વતીના સૌમ્ય તીરે ત્ય્હાં
તપ તપતા'તા વનવૃદ્ધ વૃદ્ધક્ષત્ર.
મસ્તકકુંભ જઇ પડયો ત્ય્હાં પિતૃઉછંગે,
ધડ ધડબડયું કુરુરણની રથબેસણીમાં. ૩૪૦
એમ બાહુ કપાયા કૌરવસેનાનો. ૩૪૧

પાંડવોએ ગગાવ્યો જયજયકારઃ
પ્રારબ્ધપડછન્દ શા ને પ્રતિજ્ઞાપરાક્રમી.
કુરુક્ષેત્ર કીધી રણ[illegible]ાવણા કે
અભિમન્યુના ઉતર્યા વસમાં વેર. ૩૪૫







કૌરવોએ પોકાર્યો હાહાકાર.
રણગાજન્તી કૌરવેશ્વરે પાડી હાકલ કે
'મારો—સંહારો એ જામાતૃહત્યારાને.
બ્હેનને ઓઢાડયો એણે વૈધવ્યપછેડો.' ૩૪૯

રણહાકલથી મરાતા હોત તો કુરુક્ષેત્રમાં ૩૫૦
હજારો વાર મરાયા હોત પાંડવો. ૩૫૧

બીજધાયા પધાર્યા કૌરવેશ્વર;
ને ઘૂંચળાં ઘોરમતા રણશબ્દે ગજાવ્યો
યુદ્ધારમ્ભનો પ્રચંડ શંખનાદઃ
જાણે રણચંડીની ઘોષણા.
સંગ્રામનો વિરામકાળ થયો આરંભકાળ.
એવી ઉગી એ માયાવી સન્ધ્યા. ૩૫૭

ત્ય્હાં તો નિત્યનો થયો સૂર્યાસ્ત,
પણ ન થયો નિત્યનો યુદ્ધવિરામ.
યોધનાગરાજોનાં પૂરે ચ્હડયાં'તાં વેરઝેર. ૩૬૦
એ સન્ધ્યાએ ગાજ્યા નહી
યુદ્ધવિરામના પ્રલંબધ્વનિ શંખનિનાદ.







કૌરવનાથની દુહાઇ હતી યુદ્ધવિરામની.
ભવભીષણ શબ્દે ગાજતા'તા રણઢોલ.
સેનાઓ શૂરે ચ્હડી હતી.
આજ અન્ધારે લખાતાં'તાં
જોધજોધના જીવનમૃત્યુના પ્રારબ્ધલેખ.
વાદળી વાદળી શું અથડાય,
એમ રથને અથડાતા'તા મહારથો,
એમ ગજરાજોને અથડાતા'તા ગજરાજ. ૩૭૫
બિડાલ ને ચોરનાં ચક્ષુએ લ્હડતા'તા
જગતના ક્ષત્રિયપ્રવરો ત્ય્હારે.
આંખ દેખતી ઓછું, કાન સાંભળતા અધિકું;
દૃષ્ટિએ નહિ, પડછન્દે દુનિયાં દોડતી.
એ હતો માયાવી રણસંગ્રામ.
મહામૃત્યુ રાસડા લેતું'તું કુરુક્ષેત્રમાં. ૩૭૬

એવું મંડાણું કુરુક્ષેત્રનું રાત્રિયુદ્ધ. ૩૭૭

પૂર તો ચ્હડે ને ઉતરે;
પણ સાગર ઉછળે ને ગાજે અવિશ્રાન્ત:
એવા ગાજતા ને ઉછળતા ૩૮૦







સંહારના સાગર કુરુક્ષેત્રમાં.
કૌરવપાંડવોએ રાત્રિનો કીધો તો દિવસ,
ને આદરી'તી અન્ધારમેત્રી રણખેલના. ૩૮૩

આછી પામરી સરિખડા
આછા ઘૂંઘટડે ઉતરી અન્ધારી રાત,
ને અવનીને આવરી ઘૂંઘટપટમાંઃ
જાણે શ્રી હરિએ છોડયું તિમિરાભ્ર.
યોધઆયુધને નખે દન્તે જીભે
ન્હોતાં મહાભાવનાં મહાતેજ;
તિમિરો નીતરતાં'તાં ઝેરની ગળતાં. ૩૯૦
પૃથ્વીને ન્હોતું જોવું એ યુદ્ધ
તે સન્તાડતી'તી વદન શ્યામ કેશાવલિમાં. ૩૯૨

રણમાં જ ઘડીક સૂતી મહાસેનાઓ.
આસ્માનના ચન્દેરી ચન્દરવા નીચે
વાયુનાથે બાંધ્યાં શિબિરમંડપો.
પોપચાં માંડ પોઢયાં કીકીઓખોળે,
અળપઝળપ ઝડપી આછી નીંદરને,
ત્યહાં તો ગાજ્યો રણદુંદુભિઓનો ઘોર.




દ્રોણાચાર્યે ચ્હડાવ્યો રતનદીવડો રથશિખરે.
ઉડતા આગિયા જેવા પછી 400
અસંખ્યાત પ્રગટયા ઝબકદીવડાઓ.
ખોયેલું કાંઈક મશાલો શોધે એમ
મશાલો શોધતી'તી મૃત્યુને.
ભૂતાવળ શી ઝબકતી'તી દીપાવળ.
ડોલતા દીવડા દેખાતા'તા
જાણે તારકગણ ઉતર્યાં રણ રમવાને.
અવનીએ અણદીઠું ને અણકલ્પ્યું
મંડાણું એમ મશાલયુદ્ધ કુરુમંડળમાં. 408

અને એવે વાયો એક ઝંઝાવાત,
ને હોલવી એ અન્ધારદાખવતી મશાલોને. 410
યુદ્ધપલટાના છે એવા પલકદરિયાવ. 411

મધરાત ધમધમતી હતી;
ને ધમધમતા'તા અન્ધારજળના મહેરામણ.
આભઝબકતા તારલા દાખવતા'તા
અન્ધકારના રણઉછળતા લોઢને.




વિધાત્રી તમસૂઓટલે બેઠી'તી
યોધરાજોનાં આયુષ્યો ભૂંસવાને.
દેવોનો છે દિવાકરનો દિવસ,
અસુરોની છે અન્ધારપુત્રી રાત્રિઃ
ખેલાતું'તું એવું રાત્રિનું આસુરયુદ્ધ. ૪૨૦
પાંડવો પાંડવબન્ધુને હણતા,
કૌરવો હણતા કૌરવવીરનેઃ
એવા હતા અજ્ઞાનના અન્ધારપછેડા.
ઓળખ્યો—અણઓળખ્યો, સ્હામે મળ્યો,
મરાણો મનાતો એ યોધરાજ.
પાંડવકૌરવો ઝૂઝ્યા'તા વેરચગડોળે;
ને વેરરતાંધળા વેરવીઓ
નથી જોતા મધ્યાહ્ન કે મધરાત. ૪૨૮

હિડમ્બવનની રૂદ્રસેના
માણતી'તી મહાયુદ્ધનો રાત્રિઉત્સવ. ૪૩૦
એ વનચરો હતા અન્ધારઅંખાળા,
વાઘ ને વરૂ સમોવડા.
એમની હતી માયાવી રણરમતો.
ભડકા સળગાવે ને ભડકા હોલવે,







ને ભડકાના નચાવે યુદ્ધનાચ.
રણસામને આવ્યા કર્ણદેવ.
ન્હોતી દીઠી કે સાંભળી મહારથીએ
એવી માયાવી યુદ્ધરમણા.
અન્ધારના આચ્છાદે ચન્દરવા,
ને ઘેરી લે એ તિમિરતમ્બૂઓમાં. ૪૪૦
વૃક્ષો નહી, મહાવન ઝીકતા એ;
જળધોધ નહી, સરોવરો ઠાલવતા એ;
અગ્નિ નહી, દવ વરસાવતા એ.
ક્ષણેક સન્તાતો તિમિરવાદળીઓમાં,
ક્ષણેક ઉડતો અન્તરિક્ષનાં ઝાડીઝુંડોમાં:
એમ રમાતી'તી દશ્યાદશ્યની એ સન્તાકૂકડી.
ઘટોત્કચ ખેલતો'તો માયાવી રણસંગ્રામ;
જાણે ભૂતાવળનો યુવરાજ.
કર્ણદેવે દીઠો મહાસંહાર.
દિવ્યાસ્ત્રને ભાથેથી લીધી કર્ણદેવે ૪૫૦
બીલીપત્ર સમી ત્રણ શરપાંદડીઓ.
પ્રથમ શરે મૂક્યો'તો દીપકમન્ત્ર;
એણે પ્રગટાવી રણસ્મશાનમાં દીપકમાળ.
બીજે બાણે રચ્યું તેજમંડળ;




એણે દાખવી એ માયાવી યોધમૂર્તિને.
ત્રીજા શરે વીંધી જોબનપ્રતિમા.
ઘટોત્કચના હૈયામાં ભોંકાયાં કર્ણત્રિશૂળ.
કર્ણબાણે હિડમ્બાસુત પડયો તે જાણે
મહાશિખર પડયું અન્ધકારનું. ૪૫૯

કાળમીંઢકાળી અન્ધારસાંકળોએ ૪૬૦
મધરાત ખાતી'તી હીંચકા ત્હારે. ૪૬૧

પીયૂષભરેલા દેવખપ્પર સમો ત્હાં
આવે આવે—કુરુક્ષેત્રની પાળે ઉગ્યો
પાછલી રાતનો પિંગળપાંખડી અર્ધચન્દ્રમા;
અને અજવાળ્યાં કુરુક્ષેત્રના અન્ધકારોને.
મૃતને અમૃત છાંટયાં ચન્દ્રદેવે;
ને આચાર્યદેવે માંડયું મહાઘમસાણ.
ઝંઝાવાત સમા ઝૂઝતા ને ઝઝૂમતા,
મહામેઘ સમા ગાજતા'તા ગુરુદેવ.
અતિઉગ્ર ધાર્યું'તું રૂદ્રરૂપ દ્રોણગુરુએ. ૪૭૦
દિશાદિશાને વીંધતાં'તાં ગુરુબાણ,

આયુષ્યઆયુષ્યને ઉચ્છેદતાં'તાં શરડંખ.
વંટોળની પાંખ વાગે ને પડે વૃક્ષરાજ,
એમ પડતા'તા યોધરાજોના મહામેગળો
આચાર્યરથની રથઝપટ વાગ્યે.
રથચક્ર સમો રથ ઘૂમતો'તો રણચક્રાવે;
ને પૂર વહે ઘૂમરીઓ ખાતાં ખાતાં,
એમ ઘૂમરીએ વાધતો'તો પાંડવસેનામાં.
યોગારૂઢ સમા એકધ્યેય હતા આચાર્યદેવ
કે જાઉં ને ઝડપું પાંડવજ્યેષ્ટને, 480
યોધયોધને વીણતા ને છેદતા,
બ્રહ્મમુહૂર્તનાં વહતાં'તાં વમળો,
ને દ્રોણાચાર્યે આદરી સંહારસન્ધ્યા.
આંખે દીઠા એવે વિરાટરાજને
આભનિરખતો રણધ્વજ ફરકાવતા.
દીઠા ને ઘેર્યા રથચક્રાવામાં.
દ્રોણગુરુના રથે રચ્યા દુર્ગકોટ.
વિરાટરાજ પેખે પૂર્વમાં,
ત્યહાં ગુરુદેવ હોય પશ્ચિમપાંખ;
વિરાટરાજ પેખે પશ્ચિમમાં, 490
ત્યહાં ગુરુદેવ હોય પૂર્વપાંખ.




ક્યહાંથી રક્ષવું ને ક્યહાં મારવું એની
ભૂલભૂલામણીમાં પડ્યા વિરાટસ્વામી.
પ્રભાત પ્રગટતું'તું કુરુક્ષેત્રમાં.
મન્ત્ર ભણ્યા, ને અર્ધચન્દ્ર છોડયું દ્રોણાચાર્યે,
ને વિરાટમસ્તકકુંભને મૂક્યો લેઇ રથશિખરેઃ
જાણે રણુને ચ્હડાવ્યો રણુકળશ.
ત્ય્હાં ભાળ્યા પૂર્વવૈરી પાંચાળપતિને,
ને પોઢેલા જાગ્યા સ્મરણોના ભમરા.
રથઘૂમરીનો દીધો રણઘેરાવો, ૫૦૦
ને ભલ્લબાણે છેદી મુગટકલગીને.
દ્રુપદરાજે દીઠો કાળને સન્મુખ ઉભેલો.
ગુરુદેવ ઘૂમતા'તા રણચક્રાવે.
સ્હવારના ઉભરાતા'તા તેજસાગરો.
'સાવધાન' 'સાવધાન' પોકારી
અવળા હાથની મારી મન્ત્રેલી સાંગ;
ને ઉછળતા કાળિયારને વીંધે
એમ વીંધ્યું દ્રુપદહૈયાને.
રુધિર ને પ્રાણુના ફૂટયા ફૂવારા;
રથમાંથી ધરણી ઢળ્યા પાંચાળનાથ. ૫૧૦
સૂર્યમંડળમાં ધૂમકેતુ ઘૂમે એમ







મહાવીર ઘૂમતા'તા ક્ષાત્રમંડળમાં.
એ કારમી સંહારરાત્રિએ
ગુરુપદ સિદ્ધ કરતા'તા ગુરુદેવ.
દેવાસુરનો ખેલાતો'તો સંગ્રામ,
યમદેશનો ઉતરતો'તો સંહાર.
કુરુકુળના જામાતૃનાં વળાતાં'તાં વંશવેર. ૫૧૭

દ્રોણગુરુ ધમસાણે ઘૂમતા.
કૃષ્ણદેવે દીઠું કે વર્તે છે મહાકેર.
આજે છે પાંડવસેનાની સંહારતિથિ. ૫૨૦

મ્હણે ખેલાતું'તું ગદાયુદ્ધ
ભીમસેના ને અવન્તિસેનાનું.
શિપ્રાનાં પાણી ઉછળે એમ
ઉછળતા'તા મધ્યભારતના યોધરાજો;
મહર્ષિ સાંદીપનિના શિષ્યપ્રવરો,
કૃષ્ણચન્દ્રના સહાધ્યાયીઓ.
હનુમન્ત વૃક્ષરાજને ઘૂમાવે એવી
ભીમસેને ઘૂમાવી ભીમ ગદાને,




અન્તરિક્ષમાં રચ્યાં મૃત્યુમંડળો,
ને કીધો ઘાવ હસ્તિઉદરની કાળી કરાડમાં. ૫૩૦
શિખરસોતી શિલાછાટ પડે
એમ ગજરાજ પડયો અંબાડીસોતો.
અંબાડીબેઠા અવન્તિનાથ રોળાયા
રણરુધિરની પાળભાંગી નદીઓમાં.
ભીમસેને કીધી કાળમુખી રણગર્જના
કે અશ્વત્થામા પડયો. ૫૩૬

સેનાનીઓએ ઝીલી લીધો એ ભીમબોલ,
ને પાંડવગર્જના ગાજી ઉઠી કુરુમંડળમાં
કે અશ્વત્થામા પડયો. ૫૩૯

ગુરુદેવના પિતૃશ્રવણે અથડાયો ૫૪૦
એ મૃત્યુડંખાળો પાંડવઘોષ.
આચાર્યદેવ થયા આશ્ચર્યસ્તબ્ધ.
કૌતુક સાંભળ્યાં, ને કારમાં સાંભળ્યાં.
આશ્ચર્યમાંથી જન્મ્યો દ્વિધાભાવ
કે હોય? કે ન હોય?

કાને સાંભળ્યું એ ન માન્યું આત્માએ.
પણ ક્યહાં જઇને ને કોને પૂછવાં
ઘોર સંગ્રામનાં અઘોર સત્યાસત્યો ? ૫૪૮

ધર્મધ્વજ ફરકાવતો એવે
સંગ્રામમાર્ગે નીકળ્યો ધર્મદેવનો ધર્મરથ: ૫૫૦
જાણે રણઉડતું દેવતાઈ વિમાન.
દ્રોણગુરુએ હાકલ પાડી રણગાજન્તી:
'ધર્મદેવ ! શાનો છે આ પાંડવજયઘોષ ?'
દોડતા રથે ઉચ્ચર્યા ધર્મદેવ:
'અશ્વત્થામા પડયો; **નરો વા, કુંજરો વા.'**
પ્હેલું અર્ધપદ પડયું દ્રુપદરથમાં,
બીજું અર્ધપદ પડયું વાયુમાર્ગમાં.
રણવંટોળનો ગાજતો'તો ઘોરમતો ઘોર. ૫૫૮

કલિયુગ બેઠો હતો કુરુક્ષેત્રમાં.
**નરો વા, કુંજરો વા** ત્યહારથી કહેવાયું ૫૬૦
કલિયુગનું મહાસત્ય—ને મહાઅસત્ય. ૫૬૧

દેવો વિચરે છે ધરતીથી અદ્ધરપાંખે;
એવો વિચરતો'તો ચાર અંગુષ્ટપર




ધર્મ પેઠે ધર્મદેવનો ધર્મરથ.
સત્યાસત્યની એ ક્ષણથી
પૃથ્વીએ પછડાયાં ધર્મદેવનાં રથચક્રો.
દેવોએ દીઠો એ રણચમત્કાર. ૫૬૭

ધર્મબોલના બોલબાણે
આચાર્યદેવ થયા ભગ્નપ્રાણ;
ને સૂકાઇ ગયું જીવનનું ઝરણું. ૫૭૦

'હાય ! પુત્રે ત્યાગી પૃથ્વીને.
સત્યુગ સમેટાયો કુળમંડળમાંથી.
ને કલિયુગ કાં ન ઉતરે દ્રોણવંશે ?
આચાર્ય થયા છે ધર્મભ્રષ્ટઃ
બ્રાહ્મણધર્મ ત્યાગી મ્હેં અંગીકાર્યો ક્ષત્રિયધર્મ.
મહર્ષિઓ સર્જતા ને અર્પતા મહાશસ્ત્રોનેઃ
મહર્ષિઓ માંડતા ન્હોતા સંગ્રામસંહાર.
મ્હારે માથે પડયું કુરુસંહારનું મહાપાતક
તે હણાયો મ્હારો ગોત્રદેવ.
સંહાર ક્ષત્રિયધર્મ છે, બ્રાહ્મણધર્મ નથી.' ૫૮૦







છેલ્લુંવેલ્લું કરી લીધું જગતદર્શન,
નેત્રપાંદડીઓ ઢાળી દીધી સદાની,
ને વાળ્યું પદ્માસન ગુરુદેવે.
સૂર્યતેજને સૂર્યરાજ વિસર્જે એમ
આચાર્યદેવે ઉતારી ટોપકવચની કંચનકાયા,
ને પરિત્યાગી અસ્ત્રશસ્ત્રની પ્રવૃત્તિપાંખો.
નિહાળ્યો એક ને અનન્ત બ્રહ્મમાર્ગ,
ને આત્માપરમાત્માનો કીધો જ્યોતિસ્થંભ.
કુરુક્ષેત્રની ઉછળાતી રણતરંગાવલિઓ વચ્ચે
ગુરૂદેવ બેઠા બ્રહ્મસમાધિમાં. ૫૯૦

પાંડવસેનાસ્વામી રણઘૂમતાં'તાં ત્યહાં.
ગરુડચક્ષે આઘેથી દીઠો આચાર્યરથને,
પણ ન દીઠા મંહીનો આચાર્યશસ્ત્રત્યાગ.
પાંચાળીવીરે નિરખ્યા પિતૃહત્યારાને.
વંશવેરપ્રેરેલો ધાયો ધૃષ્ટદ્યુમ્ન.
પાર્થ પોકાર્યો 'પકડજો, મારશો મા.'
ધૃષ્ટદ્યુમ્ન ચ્હડયો'તો રણરંગમાં;
ન ઝીલાઈ પાર્થઘોષણા, ને ધાયો.




સેનાસ્વામીએ વીંઝી ખડ્ગવીજળી,
અશ્વચ્છલંગે આરૂઢ્યો આચાર્યરથને, ૬૦૦
સમાધિસ્થની ઝડપી શિખાપતાકા,
ને ઉચ્છેદ્યો ગુરુદેવનો અમૃતકુંભઃ
અને ઉચ્ચર્યો યોધમંડળ સમક્ષ
'પિતૃઘાતના આ પાપપ્રપાત.'
હુતાશમાં હવિ ઉછળે એમ
મસ્તકકુંભને ઉછાળ્યો કૌરવસેનાનીઓમાં.
પૂતળાં શાં થંભી ગયા પાંડવો;
કૌરવોએ કીધો રણપોકાર.
કુરુરણમાં થયો કોલાહલનો ગગનધડાકોઃ
જાણે આભનો પડ્યો એક આધાર. ૬૧૦

'સારથી ! શો છે આ રણકોલાહલ ?' ૬૧૧

'મહા અનર્થ થયો, મહારાજ !
રણસ્તંભેથી પડ્યા રણદેવઃ
પાંડવોએ કીધો ગુરુઘાત.' ૬૧૪

'ઈતિહાસ નથી બોલતો હું.
દ્રોણાચાર્ય છે કૌરવપાંડવના ગુરુદેવ.

કુરુમંડળમાં નથી કો શિષ્યસપૂત
આચાર્યદેવનાં ધનુષ્યબાણને જીતનારો.'   ૬૧૮

એવે આવ્યો એક યોધરાજ
વંટોળની પાંખે ઉડતો ઉડતો.   ૬૨૦

'મહારાજ ! કારમું કીધું કરતુક.
ગુરુદેવનો કીધો શિરચ્છેદ ગોઝારાઓએ.
ભીમકર્માએ ગર્જના કીધી 'અશ્વત્થામા પડ્યો;'
ધર્મરાજ અધર્મ ઉચ્ચર્યા 'અશ્વત્થામા પડ્યો.'
હતાશ આચાર્યદેવે કીધો શસ્ત્રત્યાગ.
શિખા ઝડપી એ શસ્ત્રસંન્યાસીની,
ખડ્ગ વીંઝયું પાંડવસેનાસ્વામીએ,
ને છેદ્યો ગુરુદેવનો મસ્તકકુંભ.
કૌરવોએ કીધો પૃથ્વીફાડન્તો પોકાર.'   ૬૨૯

ચ્હડતાં પૂર સમી પાંડવસેનાને   ૬૩૦
ગુરુપુત્રના મહારથે બાંધી પાજ,
ને મહારથીએ પાડી રણહાકલ.
નરમેધ ગાજ્યો કુરુમંડળમાં.   ૬૩૩




'અધર્મ ! જુઠ્ઠાણું ! અપમાન !
ગુરુરાજ હતા સાગરગમ્ભીરા.
પુત્રમૃત્યુ સાંભળ્યે કીધો રણત્યાગ.
એ હતાં પિતાનાં પુત્રવાત્સલ્ય.
પુત્રના ઝીલજો નમસ્કાર, પિતૃદેવ !
તાતે લીધી સ્વર્ગની વાટ,
પુત્ર હૂંઢે છે સંગ્રામના ઘાટ. ૬૪૦
જોઉં છું વેરઝેરની પ્રગટતી ઝાળો.
પુત્ર જીવે છે પિતૃઋણ વાળવાને.
ઓટ નહી; કૌરવો ! ચ્હડો ભરતીએ.
ધૃષ્ટદ્યુમ્ને વાળ્યાં દ્રુપદનાં વેર,
ને લણશે ગુરુહત્યાનાં ઝેર.
તિલક માળા શિખા ને સૂત્ર
છે દેવદીધાં દેવાલંકારો બ્રાહ્મણત્વના.
તાતઉત્તમાંગને અપમાન્યું પાંડવસેનાપતિએ.
બ્રહ્મશાન્તિમાં પોઢજો, પિતૃદેવ !
પેખશે નહિ એ આજનો સૂર્યાસ્ત. ૬૫૦
ધર્મે આચર્યો અધર્મ.
'અશ્વત્થામા મરાણો' એ મન્ત્રે કરાવ્યો શસ્ત્રત્યાગ,
ને ઓઢાડયો અશ્વત્થામાને શસ્ત્રવારસો.







પુત્ર એ, જે પિતાને તારેઉદ્ધારે.
કાલે નહી; આજે—અત્યહારે
અશ્વત્થામા લેશે પિતૃહત્યાનાં વેર.
તાત ! ત્હમે હતા સંહારસ્વામી;
તો સંહારની અર્પુ છું યમઅંજલિ.
ક્ષત્રિયવીરો નિરખશે બ્રાહ્મણનો વીરત્વોત્સવ.
પિતૃદેવ ! કુરુરણમાં માંડું છું પિતૃતર્પણ. ૬૬૦
પૃથ્વીને કરીશ નપાંડવી.' ૬૬૧

ત્યહારે કુરુક્ષેત્રમાં તપતો'તો મધ્યાહ્નઃ
મધ્યાહ્નસૂર્ય પણ એ શબ્દે
સન્તાયો વાદળછાયામાં. ૬૬૪

દેવભાથેથી લીધું દિવ્યાસ્ત્ર,
ને ભાગ્યના ઉર્ધ્વપુંડ્ર તિલક સમું
મૂક્યું ચાપના ભાગ્યદેશે. ૬૬૭

'નીરમાંથી પધારો, નારાયણ !
સ્વર્ગનાં હજો પુણ્ય, ને પૃથ્વીનાં હજો પાપ;
આભમાંથી ઉતરજો સૂર્યજ્વાળાઓ; ૬૭૦







સંસારની સમેટાજો સ્મશાનઝાળો;
વનદવ આવજો વડવાનળના ન્હોતરે;
અગ્નિકુંડો ઠલવાજો નરકાગારના
આ શરનાં સંહારઅંગોમાં.
કુરુક્ષેત્ર થજો શત્રુવાંઝિયું;
પૃથ્વી થજો નપાંડવી.' ૬૭૬

એ હતી પિતાઝંખતાની શાપઝાળો.
એને ઝીલે નર કાં નારાયણ. ૬૭૮

વેદમન્ત્રો ભણ્યા વેદપુરુષે,
ને અશ્વત્થામાએ છોડયું નારાયણાસ્ત્ર. ૬૮૦
ભંભોટિયામાંથી અગ્નિફૂલડાં ઉછળે છે
એવા ઉછળી રહ્યા અગ્નિઅંગારા;
આભમાંથી ઉલ્કાઓ ખરે છે એમ
ખરવા માંડયા શતઘ્નીના તારલાઓ.
પ્રથમ ઝાળે બાળ્યો પાંડવસેનાસ્વામીને.
ધૃષ્ટદ્યુમ્નનું થયું ભસ્મપૂતળું.
એ શર ન્હોતાં, ફણીધર હતા;




એ ખડ્ગ ન્હોતાં, વીજળીઓ હતી.
વાયુ વાય તેમ જ્વાળાઓ ફાલતી;
વખત વીતતો તેમ જ્વાળાઓ પ્રજ્જવળતી. ૬૯૦
અડકે એને તણખો સંહારે.
સજીવનની સરજતું એ નિર્જીવ ભસ્મટેકરીઓ.
રથની ઉભી'તી એક રથમાળ;
રથમાળાની રચી આરાવલ્લીમાળા.
મેગળોની હતી એક મેગળમાળ;
મેગળમાળાની રચી વિન્ધ્યાટવિમાળા.
યોધયોધને માથે ઝઝૂમતી'તી યમપાંખ.
**'त्राहि माम', 'त्राहि माम्'** પોકારતી
પાંડવમહાસેના ધાઈ કૃષ્ણશરણે.
કુરુક્ષેત્રનો ન્હોતો એ રણસંહારઃ ૭૦૦
કુરુક્ષેત્રમાં એ તો ઉજવાતું'તું યમપર્વ.
અર્ધી ક્ષોણી યોધરાજોને સંહારી
અશ્વત્થામાએ કીધું પિતૃતર્પણ.
બ્રાહ્મણે જલાવ્યો રણમાં હોમકુંડ
ને મંહી સમર્પ્યાં ક્ષત્રિયોના સંહારહવિ. ૭૦૫

કૃષ્ણચન્દ્રે દીઠો આવતો સત્યાનાશઃ




નિરખી બ્રાહ્મણની કોપજ્વાળા.
સારથીસ્થાને ઉઠયા, ઉર્ધ્વબાહુ ઉભા:
જાણે યજ્ઞઝાળો વચ્ચે કો દેવર્ષિ. ૭૦૯

'ભો! પાંડવસેનાનીઓ! પ્રાક્રમપંખાળાઓ! ૭૧૦
પધાર્યો છે સ્વયં સંહાર.
ઉજ્જડ કરશે પાંડવશિબિરોને.
નીરમાંથી જાગી નારાયણઝાળ:
પ્રલયકારમી, યમપંખાળી,
સ્મશાનચિતાઓ સમોવડી.
શરણે જાવ નારાયણને.
પાર્થે પરિત્યાગે છે ગાંડીવ સદા
ગાય બ્રાહ્મણ ને નારાયણની સન્મુખે.
ત્હમે છો પાર્થની પાંખડીઓ.
રથ ત્યાગો, શસ્ત્ર ત્યાગો; ૭૨૦
ઘડીકનો લ્યો રણસંન્યાસ.' ૭૨૧

રથત્યાગી, શસ્ત્રત્યાગી, રણસંન્યાસી,
ઉભા હતા કૃષ્ણપાર્થ સંગ્રામભૂમિમાં.







સેનાનીઓએ સાંભળ્યો પાંચજન્યનાદ.
આયુધ પરિત્યાગ્યાં; હયરથગજ પરિત્યાગ્યાં;
કુરુમંડળમાં નિઃશસ્ત્રી ઉભી પાંડવસેના
નારાયણાસ્ત્રને જીતવાને. ૭૨૭

ઝૂઝતો'તો એક ભીમકર્મા ભીમ.
ભીમને ગમતો ન્હોતો શસ્ત્રત્યાગ.
ડુંગરને દવ ઘેરે એમ ૭૩૦
નારાયણાસ્ત્ર ઘેરી વળ્યું ભીમરથને.
ઝાળો હોલવવાને પાર્થે ભણ્યા વારુણમન્ત્રો.
ત્હો ય ઘેરાતાં'તાં વાદળાં અગ્નિઝાળોનાં.
કૃષ્ણદેવે દીઠો કારમો કાળ. ૭૩૪

'ભીમ ! સંહાર સ્વયં પધાર્યો.
કર રથત્યાગ ને લે શસ્ત્રસંન્યાસ' ૭૩૬

પગપાળા ધાયા કૃષ્ણ ને પાર્થ.
એકએક બાહુએ ઝડપ્યો ભીમસેનને
ને કીધો રથસૂનો ને શસ્ત્રસૂનો.
પાંડવસેનાએ ઘડીકનો કીધો શસ્ત્રત્યાગ. ૭૪૦




ભારૂંડ સામ સમું સહસા એવે
ગાજી ઉઠ્યું રણસ્તોત્ર રણમંડળમાં.
આયુધસ્થના યોધરાજો ઉભા'તા
રણદેવની પ્રણામાંજલિએ, પ્રચંડ આરતીએ.
કૃષ્ણદેવ ગવરાવતા'તા રણસ્તોત્ર. ૭૪૫

જય દેવ! રણદેવ! ૭૪૬

શુભઅશુભ ઝરન્તાં બાણે,
લખલખતી તેજકૃપાણે,
મહાઅસ્ત્રશસ્ત્રની વાણે
લખો ભાગ્યલેખ તતખેવ, રણદેવ! ૭૫૦

સંગ્રામ ઘોર સરજાવો;
સંહાર વિષમ વરસાવો;
સંસારશાપ ઉતરાવો;
કરો પ્રલયધર્મ પરિસેવ, રણદેવ! ૭૫૪

ત્હમે પુણ્યપાપ પરખન્દા;
ભીષણમુખ શિવસોહન્દા;
મૃતઅમૃતના આનન્દા;
ત્હમે કાળબ્રહ્મ સ્વયમેવ, રણદેવ! ૭૫૮





જય દેવ ! રણદેવ !
રણદેવ ! જય દેવ !                    ૭૬૦

કાળપુરુષની આરતી ઝીલતો
ઘોરમતો'તો કુરુમંડળનો રણભૈરાવ.                    ૭૬૨

સાગરપગથારે ભભૂકતો વડવાનળ
બાળે મહાનૌકાને, સરજે ભસ્મખડકાને,
ને મહાઝાળ પછી સમાય જળસમાધમાં;
નારાયણાસ્ત્રે એમ બાળ્યો ભીમરથને,
અશ્વસારથીનો કીધો ભસ્મઢગલો,
ને જ્વાળા અન્તે સમાઈ રણભૂમિમાં.
ડૂબતા શઠને ને નીરને હોય એટલું
રહ્યુ'તું અન્તર ભીમને ને નારાયણજ્વાળાને.                    ૭૭૦
નારાયણાસ્ત્ર પછી ગયું પાતાળ પાવન કરવાને.                    ૭૭૧

'આશ્ચર્ય ! આશ્ચર્ય ! મહારાજ
સૂર્ય હોલવાયો ? કે સાગર સૂકાયા ?








નારાયણાસ્ત્રનું શમી ગયું દિવ્યાસ્ત્ર.
સારી પૃથ્વીને સંહારે જે,
એણે સંહારી અર્ધ અક્ષૌહિણીને.
સૂર્ય ઉગશે તો ખરોને કાલે ?' ૭૭૭

ગુરુપુત્રના સારથીને
આભ ભાસ્યાં હોલવાયેલાં. ૭૭૯

'શું? આચાર્યદેવનું દિવ્યાસ્ત્ર મિથ્યા? ૭૮૦
મહાતપશ્ચર્યાનું વરદાન મિથ્યા?
નારાયણ ભગવાને સ્વયં અર્પેલું મિથ્યા?
પેલો નારાયણ પી ગયો નારાયણાસ્ત્રને.
પણ ગુરુદેવના શસ્ત્રમન્ત્રો છે
અખૂટ, ને અમોઘ, ને અગાધ.
મૃત્યુ વરસાવું છું યોધયોધને મસ્તકે.' ૭૮૬

ગુરુપુત્ર ગાજ્યો, જાણે સાગર ગાજ્યો.
ફૂલ વીણે એમ શર વીણ્યું એક;
ને માળામંડળમાં પરોવે એમ
ચાપમંડળમાં ચ્હડાવ્યું એ રૂદ્રશરને. ૭૯૦







'બ્રાહ્મણબ્રાહ્મણનાં હજો પુણ્ય;
મહર્ષિઓની હજો તપશ્ચર્યાઓ;
ભવોભવનાં હજો મ્હારાં આયુષ્યફળ;
યમદેવના હજો શાપ આ શરપાંખે.
આવજો જગતના અગ્નિઅગ્નિઓ,
ઠલવાજો હોમકુંડો આશ્રમઆશ્રમના,
ઘરઘરના વિરાજજો અગ્નિહોત્રો,
સ્મશાનસ્મશાનનાં મૃત્યુઓ વસજો આ શરમુખમાં.
જાવ: સંહારો પાંડવમંડળને.
પાંડવશિબિરો થાવ યોધસૂનાં.' ૮૦૦

બ્રહ્મપુત્રે છોડયું યમાસ્ત્ર,
અસ્ત્રશસ્ત્રનો ગોત્રપુરુષ;
જાણે દાવાનળ છોડયો રણમંડળમાં.
પાર્થે બાળ્યું'તું ખાંડવવન;
અશ્વત્થામાએ બાળવા માંડયું કુરુક્ષેત્રને.
યમપુરીનાં દળ દોડતાં આવે
એવાં ઉલટયાં અગ્નિઝાળનાં વાદળાંઓ.
કુરુક્ષેત્રમાં પ્રગટયા બળબળતા ડુંગરા;
ઉલ્કાપાત થાય એવો થયો યમપ્રપાત.







રથરથને છત્રે ઉતરી અગ્નિચિતાઓ, ૮૧૦
યોધયોધને મસ્તકે પડયાં મૃત્યુબાણ.
હાથીઓ ઉભા થઈ રાખના ડુંગરા.
ધર્મદેવે, યોધમંડળે, કૃષ્ણપાર્થે દીઠું
કુરુક્ષેત્રને ભડભડતું મૃત્યુમુખમાં.
બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ બાળતું'તું
જગતના મહાક્ષત્રિયત્વને.
ગુરુપુત્રે પ્રગટાવ્યો ઘડીકનો પ્રલયકાંડ. ૮૧૭

'આયુષ્યની ઘડી આવી, પાર્થ!
કોપેલો બ્રાહ્મણ છે સાક્ષાત્ કાળ.
જો મૃત્યુના થાય છે યમઢગલા. ૮૨૦
કુરુસંહારનો મધ્યાહ્ન ઉગ્યો આજ.
ઠાલવી નાંખ ત્હારો મન્ત્રભંડાર,
ને છોડ ત્હારું બ્રહ્માસ્ત્ર.
પ્રલય પ્રગટે એવો વિફર્યો છે બ્રહ્મપુત્ર.
બ્રાહ્મણને મહાત કરે બ્રહ્માસ્ત્ર.
કાળકૂટ પીનારા હતા એક નીલકંઠ;
મૃત્યુ પીનારા એક જ છે પરબ્રહ્મ.




ન્હોતર; પધારે; ને પી જાય યમાસ્ત્રને.
જંગી! જાગી જા, ને આગમને આવર.
નહિ તો રણમંડળ થશે વેરાન વગડો.' ૮૩૦

પાર્થે સંભાર્યો શરભંડારને;
ને રત્નપેટીમાંથી ઝવેરી ક્‌હાડે મહારત્ન
એમ ક્‌હાડ્યું શરરત્નને.
ઉપર ધાર્યો પાંડવોનો ધર્મઢગ,
પાંખે લાખ્યો પાંડવોનો દુઃખભાર,
મુખમાં મૂક્યાં કૌરવોનાં અધર્મપુંજ,
ને મુગટે સ્થાપ્યા પરબ્રહ્મને.
બ્રાહ્મણ સ્હામે ભણ્યો પાર્થે બ્રહ્મમન્ત્ર,
ને છોડ્યું બ્રહ્માસ્ત્ર યમાસ્ત્રના નિવારણે. ૮૩૯

બ્રહ્માસ્ત્રે ઉગાર્યું બ્રહ્માંડને. ૮૪૦
કુરુક્ષેત્રમાં વરસ્યા અમૃતવરસાદ:
પડતા ત્ય્હાં હોલવાતા યમમૃત્યુડંખો.
દિશાદિશામાંથી ઉભરાયા પુષ્કરાવર્તકો
ને ઠાર્યા દુનિયાંના દાવાનળોને.




બળતા ડુંગરાઓ થયા મહામેઘ:
વરસતા વહ્નિવૃક્ષો થયા મેઘખંડો;
કુરુક્ષેત્ર થયું છીછરનીર સરોવર.
અશ્વત્થામાને સંહારવું'તું રણમંડળ;
પાર્થે ઉગાર્યું રણમંડળને મૃત્યુમુખમાંથી. ૮૪૯

ભમાશે બ્રાહ્મણને દીઠો છે? ૮૫૦
એ શાપ દે કે સંન્યાસ લે.
ગુરુપુત્રનું હણાયું રણગૌરવ,
છણાયું બ્રાહ્મણહૈયું, વિલાયું યોદ્ધતેજ:
જાણે અસ્તાચળનો સૂર્યદેવ.
શાપનાં તપ રહ્યાં ન્હોતાં;
અશ્વત્થામાએ લીધો રણસંન્યાસ. ૮૫૬

રણદેવ રણસ્તંભે ચ્હડે એમ
દ્રોણપુત્ર ચ્હડયા રથશિખરે,
સિંહપુચ્છનો ડોલાવ્યો રથધ્વજ,
ને ગગન દાખવતા ઉભા ઉર્ધ્વબાહુ. ૮૬૦
એટલે થયો યુદ્ધવિરામ,
ને અસ્ત્રશસ્ત્રો થયાં ત્રિયામનાં શૂન્યમુખાં.







એમ ઉગી અને આથમી
મહાસંગ્રામના પખવાડિયાની એ પૂર્ણિમા. ૮૬૪

ત્રણ આભ તૂટી પડે એવા
પછી થયા ત્રણ કાટકા ગગનગાજન્તાઃ
'પ્રપંચ!' 'પ્રપંચ!' 'પ્રપંચ!'
યોધરાજોએ પરસ્પરને પૂછ્યું: આ તે
ઉચ્ચૈશ્રવા હણહણે છે કે અશ્વત્થામા?
સારનો સાર સંસાર કહેવાતોઃ ૮૭૦
તે તિથિથી સંસાર કહેવાયો પ્રપંચ.
શબ્દકોશને સરજે છે બ્રહ્મબોલ. ૮૭૨

કરમાયેલી વિટપોને વૃક્ષો વિસર્જે છે,
જનોઇને તોડી સંન્યાસી વિસર્જે છે,
મયૂર જેમ કલાપને વિસર્જે છે,
રૂદ્રમૂર્તિ અશ્વત્થામાએ એમ
ભાગ્યાં ને પરિત્યાગ્યાં બાણચાપને.
કાળમંડળ કુરુક્ષેત્ર વચ્ચે
ગુરૂપુત્રે કીધો શસ્ત્રત્યાગ.
અશ્વત્થામાએ લીધો અર્ધસંન્યાસ ૮૮૦
ને દ્રોણપુત્ર ગયો દિશાઝાડીઓમાં. ૮૮૧




પ્રારબ્ધને પ્રણમતા,
મહાભારતને ગાતાસાંભળતા,
હજ્જારો વર્ષોને વિમાસતા વિમાસતા,
નર્મદાતીરનાં ગુર્જરવનોમાં છે આજ
અશ્વત્થામાના સનાતન વાસ.
વનવિહારમતી, યોજનસંભળાતી,
મોખડી–મોક્ષદાના જળઘોઘની ગર્જનામાં
—ત્હાં માણે છે અખંડ ને અઘોર
કુરુક્ષેત્રની રણગર્જનાના પડઘાઓ. ૮૯૦
શૂળપાણીશ્વરના ગિરિઘાટની જળગુહાઓમાં,
અવધૂત જોગીઓનાં ઝુંડોમાં,
પાંડવકૌરવનાં કાળપગલાં શોધતો
આજે યે વિહરે છે એ અમર જોગી. ૮૯૪

કહે છે કે ત્હાં ઉગે છે આજ
મનોહર એ માયાવી સન્ધ્યા. ૮૯૬

એ સત્ હશે ? કે અસત્ ? ૮૯૭